

# વૃક્ષ ઉછેર

## ☐ સમીર શાહ

**મા**રવાડના રાજા અભયસિંહને મહેલ બનાવવા માટે ખીજડાનાં લાકડાંની જરૂરિયાત ઊભી થઈ. આ લાકડાં મેળવવા માટે ઘણાં બધાં વૃક્ષો કાપવાં પડે તેમ હતાં. રાજાના માણસો વૃક્ષો કાપવા માટે એ જગ્યાએ પહોંચ્યા જ્યાં, બિશ્નોઈ જાતિના લોકો રહેતા હતા. પર્યાવરણ પ્રત્યેના અપાર પ્રેમના કારણે ૩૬૩ સ્ત્રી અને પુરુષોએ તે વૃક્ષોને બચાવવા માટે વૃક્ષને વળગીને પોતાના પ્રાણનું બલિદાન આપી દીધું. આવો, આ શહીદોને પ્રણામ કરીને આપણે

શરૂઆત કરીએ.

વાત સાચી છે કે, ગગનમાં વાદળાં પૂરતાં નથી
પરંતુ દોસ્ત, તારા શહેરમાં, ઝાડવાંય પૂરતાં
નથી

આપણા પ્રાચીન ગ્રંથ મત્સ્ય પુરાણ (શ્લોક નં. ૫૧૨)માં વૃક્ષનું મહત્ત્વ સમજાવતાં નીચે મુજબનું વર્ણન કરવામાં આવ્યું છે. ૧૦ કૂવા બરાબર ૧ વાવ, ૧૦ વાવ બરાબર ૧ તળાવ, ૧૦ તળાવ બરાબર ૧ પુત્ર અને ૧૦ પુત્ર બરાબર ૧ વૃક્ષ.

'ભારતીય વિચાર ભવિષ્યોત્તર પુરાણ'માં વૃક્ષનું મહત્ત્વ વર્ણવતો પ્રસંગ પણ આપણે જાણવો જરૂરી છે.

યુધિષ્ઠિરજીએ શ્રીકૃષ્ણ ભગવાનને પ્રશ્ન કર્યો કે ધાર્મિક બાબતોમાં અજ્ઞાની એવા મનુષ્ય માટે સ્વર્ગપ્રાપ્તિનો સરળ રસ્તો કયો? ત્યારે ભગવાન શ્રીકૃષ્ણએ કહ્યું છે કે પીપળ, લીમડો, કોઠું, વડ, બીલીપત્ર, આંબળા એ દરેકનાં એક, આંબાનાં પાંચ અને આંબલીનાં દસ એમ કુલ મળીને એકવીસ વૃક્ષ પોતાના જીવન દરમ્યાન ઉછેરનાર વ્યક્તિ અજ્ઞાની હોવા છતાં પણ નરકમાં જતો નથી.

જૈનોના ૨૪ તીર્થંકરોને કેવળજ્ઞાન કોઈ ને કોઈ વૃક્ષ નીચે જ પ્રાપ્ત થયું હતું. ભગવાન બુદ્ધને જ્ઞાનપ્રાપ્તિ થઈ તે બોધીવૃક્ષ (પીપળો), આજે પણ તેટલા જ ભક્તિભાવથી પૂજાય છે.

આમ, આજથી હજારો વર્ષ પહેલાં જ્યારે ખૂબજ મોટા પ્રમાણમાં જંગલો અને વૃક્ષો અસ્તિત્વ ધરાવતાં હતાં ત્યારે પણ, આપણા ધર્મોમાં વૃક્ષનું મહત્ત્વ વર્ણવવામાં આવ્યું છે. મહાન વૈજ્ઞાનિક શ્રી જગદીશચંદ્ર બોઝે તો ત્યાં સુધી લખ્યું છે કે વનસ્પતિમાં જીવ છે. એટલું જ નહિ, તેને લાગણી પણ છે. તેમની આ વાતને સમજવા માટે આપણે ફરીથી, આપણો અમૂલ્ય વારસો યાદ કરીએ.

'શાકુન્તલ'માં વૃક્ષ અને લતાને કવિએ શકુન્તલાનાં ભાઈબહેન સમાન ગણ્યાં છે. પિતા કણ્વ, શકુન્તલાને વિદાય આપતાં સૌની અનુજ્ઞા અને આશીર્વાદ ઇચ્છતાં વૃક્ષોને પણ વિનવે છે કે, "તમને પાણી પાયા વિના જે પાણી પીતી નહોતી, શણગારપ્રિય હોવા છતાં તમારા ઉપરના પ્રેમને લીધે તમારાં ફૂલપાંદડાં તોડતાં તેનો જીવ નહોતો ચાલતો અને તમને ફૂલ બેસે ત્યારે જે ઉત્સવ ઊજવતી હતી તે, તમારી શકુન્તલાને વિદાય આપો."

મહાકવિ કાલિદાસ માતા પાર્વતીના વૃક્ષ પ્રત્યેના અપ્રતિમ પ્રેમને વર્ણવતાં લખે છે કે, માતા પાર્વતીએ બે દેવદારનાં વૃક્ષ રોપ્યાં હતાં. કોઈ હાથીના બચ્ચાએ આ વૃક્ષ સાથે પોતાનું શરીર ઘસીને તેની છાલ ઉખેડી નાખી. એથી જાણે, કાર્તિકેય અને ગણેશને વાગ્યું હોય તેટલું દુઃખ માતા પાર્વતીને થયું અને ત્યારથી તે વૃક્ષની રક્ષા કરવા માટે ભગવાન શંકરે સિંહને બેસાડ્યો. કવિ સૂર્યભાનુ ગુપ્ત લખે છે,

મેરા ખયાલ હૈ, જબ તક એક દરખ્ત ખડા રહેગા, આસમાન નહિ ગિરેગા.

કવિ આશાવાદી અને આર્ષદૃષ્ટા એટલે કે દૂરનું જોનારો હોય છે. કવિને ભરોસો છે કે જ્યાં સુધી એક વૃક્ષ પણ રહેશે ત્યાં સુધી એ પોતાના પુણ્યપ્રતાપથી માનવજાતની રક્ષા કરતું રહેશે. આ તો થઈ ખૂબ મોટી વાતો પરંતુ, આપણા મગજમાં સરળતાથી ઊતરી જાય એવી રીતે વૃક્ષનું આપણા જીવનમાં શું મહત્ત્વ છે તે સમજવું હોય તો, જે અભ્યાસ/સંશોધન થયાં છે તેનાં તારણો નીચે મુજબ છે :

૧. એક સામાન્ય વૃક્ષ એક વર્ષમાં ૨૦ કિલો ધૂળ શોષે છે.

૨. એક વૃક્ષ દ્વારા દર વર્ષે આશરે ૭૦૦ કિલો ઓક્સિજનનું ઉત્સર્જન થાય છે.

૩. એક વૃક્ષ દર વર્ષે આશરે ૨૨ કિલો કાર્બન ડાયોક્સાઈડ શોષે છે.

૪. ગરમીમાં એક ઘટાદાર વૃક્ષ નીચે સરેરાશ ૨ થી ૪ ડિગ્રી તાપમાન નીચું હોય છે.

૫. એક વૃક્ષ ૮૦ કિલો પારો, લિથિયમ, સીસું વગેરે ઝેરી ધાતુના મિશ્રણને શોષે છે.

૬. એક વૃક્ષ વર્ષે આશરે ૧ લાખ ચોરસ મીટર દૂષિત હવા શુદ્ધ કરે છે.

૭. ઘરની પાસેનું વૃક્ષ, ધ્વનિ પ્રદૂષણ રોકવામાં ખૂબ મદદ કરે છે.

૮. વૃક્ષો હિંસા, ડર, તનાવ, ડિપ્રેશન

જેવા માનસિક રોગોને કાબૂમાં રાખવામાં મદદ કરે છે.

૯. ઘરની પાસે જો ૧૦ વૃક્ષ હોય તો જીવન ૭ વર્ષ સુધી વધી શકે છે.

૧૦. ઘરની પાસે વૃક્ષ હોય તો સારી ઊંઘ આવે છે.

૧૧. એક વૃક્ષની મદદથી વાર્ષિક આશરે ૩૫૦૦ લીટર પાણી વરસી શકે છે અને, આશરે ૩૭૦૦ લીટર પાણી રોકીને જમીનમાં પહોંચાડે છે જેનાથી જમીનમાં પાણીનાં તળ ઊંચાં આવે છે.

૧૨. એક વૃક્ષ વાવવાથી પક્ષીઓની ૮૦ પ્રજાતિ બચાવી શકાય છે.

૧૩. વર્ષ ૧૯૭૯માં હાથ ધરાયેલા એક સંશોધન મુજબ, એક વૃક્ષ તેના જીવનકાળ દરમ્યાન આશરે બે લાખ ડૉલર જેટલી કિંમતની, વિવિધ સેવા મનુષ્યજાતિને આપે છે.

૧૪. વર્ષ ૨૦૧૩ના એક સંશોધન મુજબ, એક સ્વસ્થ વૃક્ષ પોતાના જીવન દરમ્યાન જેટલો ઑક્સિજન આપે છે તે ખરીદવા માટે આશરે રૂપિયા ૩૦ લાખ ખર્ચવા પડે.

૧૫. વૃક્ષો પૂર અને વાવાઝોડાથી થતાં નુકસાનની અસર ઓછી કરવામાં મદદરૂપ હોય છે.

૧૬. વૃક્ષો વધારે પડતા પવનને ધીમા પાડીને ગરમી ઠંડીની અસર ઓછી કરે છે અને, તેના લીધે જમીન અને લીલોતરીને સૂકી થવાથી બચાવે છે.

૧૭. વૃક્ષો ચામડીના કેન્સર માટે જવાબદાર અલ્ટ્રાવાયોલેટ કિરણોથી રક્ષણ આપે છે.

૧૮. બીમાર વ્યક્તિને વૃક્ષોની નજીક રાખવામાં આવે તો ઝડપથી સાજો થાય છે.

૧૯. કુદરતી ચક્રના સમતોલપણામાં વૃક્ષ ખૂબ જ મહત્ત્વનો ભાગ ભજવે છે.

સ્વર્ગ અને નરકની તાત્ત્વિક ચર્ચામાં ઊતરવાને બદલે સામાન્ય બુદ્ધિથી વિચારીએ તો પણ સમજાશે કે આજે વાતાવરણ તદ્દન બદલાઈ ગયું છે. માનવવસ્તી અને એની જરૂરિયાતોમાં ખૂબ જ વધારો થતાં મોટા પ્રમાણમાં જંગલો અને વૃક્ષોનો નાશ થઈ રહ્યો છે. આપણે સૌ ગ્લોબલ વૉર્મિંગ જેવી વિનાશક આફતનો સામનો કરી રહ્યા છીએ. અનિશ્ચિત અને વિષમ વાતાવરણના વારંવાર અનુભવો થવા લાગ્યા છે ત્યારે આશાનું એકમાત્ર કિરણ એ ખૂબ મોટા પ્રમાણમાં વૃક્ષારોપણ અને તેની નિયમિત જાળવણી છે. થોડા સમય પહેલાં થયેલા સંશોધન મુજબ, પર્યાવરણની સમતુલા માટે ભારત દેશમાં વસ્તીને ધ્યાનમાં રાખીને ૨૮૦૦ કરોડ વૃક્ષો વાવવાં પડે તેમ છે. નિઃસ્વાર્થ કરવામાં આવતી સેવાની દરેક પ્રવૃત્તિ શ્રેષ્ઠ છે પણ જો ક્રમ આપવામાં આવે તો વૃક્ષ ઉછેર સર્વશ્રેષ્ઠ છે.

**(વિ-વિદ્યાનગર, જુલાઈ ૨૦૨૦માંથી ટૂંકાવીને સાભાર)**

❑❑❑